શ્રી અંબીકાના તથા સુલેશ્વરીના
ભકતોને ગાવાનાં

# દીલખુશ ગાયનો.


રચનાર તથા પ્રસિદ્ધ કરનાર
ગૌરીશંકર મહાશંકર જોશી.
ઉદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ મુ. વાસમ જીલ્લે અમદાવાદ





આવૃતિ ૧ લી     પ્રત ૧૦૦૦

અમદાવાદ
શ્રી જૈન વિદ્યાવીજય પ્રેસ.

સંવત ૧૯૬૩—સને ૧૯૦૬

કીમત ૦--૦--૬

# કોપીરાઈટ-સર્ટીફીકેટ.

## જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસના મેનેજર.



મુ. અમદાવાદ.

હું નીચે સહી કરનાર જણાવવાને ખુશી ઉપજે છે કે તમારા પ્રેસની અંદર **શ્રી** મનરંજક ગરબાવળી નામના પુસ્તકની કોપી નંગ એક હજાર છપાવી હતી તે તમોએ ઠરાવેલી મુદતની અંદર છાપી આપી તેથી હું ઘણો ખુશી થઈને આ સરટીફીકેટ લખી આપું છું ને બીજા ગ્રહસ્થોને પણ જણાવવાને ખુશે ઉપજે છે કે આ પ્રેસમાં છપાવવાથી કામ સફાઇદાર અને ટાઇમસર મળી શકશે એજ. તા. ૧૯–૯–૧૯૦૬

લી. જોશી પ્રેલહાદ દયારામ.

રહેવાશી ગામ વાલમ જીલ્લા—**અમદાવાદ.**

ઠે. મહીવાડો.

શ્રી ગણેશાય નમઃ

# દીલખુશ ગાયનો.

---

## ગીતી.

શીવસુત શુભ ગુણધામી, નમુ નેહથી ગજાનન સ્વામી;
વિઘ્નહરણ વરદાની, સહાય કરો નિજ દાસ દિન જાણી. ૧

## સરસ્વતીની સ્તુતી.

સ્તવન કરૂં બ્રહ્મ તનયા, સરસ્વતી તું સાહ્ય સદા કરજે;
બાલક નિજ જાણી, આપી વાણી કાર્ય પુર્ણ કરજે. ૧

## શ્રી અંબીકાને નમન.

ભરથરી ખેલ ચાલો આજરે ભજાવીએ—એ રાગ.

નમન કરીને નીત્ય માજી ગુંણ ગાઇએ,
અંબે દરસને મન અતી હરખાઇએ.
ચરણેથી ચાલી શુભ ચાચરમાં જાઇએ. નમન. ૧

શીર નામી પાય લાગી અરજ ગુજારીએ,
તીમીર ટાળીને જ્ઞાનદીપ પ્રગટાવીએ;
રક્ત. ચંદનાદી પુષ્પાક્ષતેથી વધાવીએ. નમન. ૨

## ગાયન. ૧

શું નટવર વસંત થેઇથેઇ નાચી રહ્યો—એ રાગ.

શું સુવર્ણસીંહાસન શોભીરહ્યું, શોભીરહ્યું મંન લોભીરહ્યું. શું. ૧

સાખી.

આશ્વીન માસે ચાર દીન, પંચમ શુક્લ પ્રમાણુ;
અષ્ટમીએ આખર સુધી, જુકતી ઝાઝી જાણુ.
ઉપમા એ અધીક નહીં ભાણુ શશી જેની,
છત્ર સુંદીર શીર છાઇ રહ્યું, છાઈ રહ્યું જગ છવાઇ રહ્યુ. શું. ૨

સાખી.

પંચમીએ પરમેશ્વરી, ગઢ ગાજે ઘમઘોર;
સુણુતાં શીતલ અંગમાં, સરસ સુધારસ શેર.
નીત્ય નીત્ય નવા શણુગાર સજતાં અંગેરે,
ઊડે અબીલ ગુલાલ ગુલજાર ચાચર રંગેરે. શું. ૩

સાખી.

દીન ષષ્ટી સપ્તમતણા, નિર્મળ તે નીરધાર;
અષ્ટમી અતિ રળીયામણી, યજ્ઞ દીન શુભ સાર.
સંગે મળીને સૌ દરશનને કાજે, અનેક જન અહીં આવી,
રહ્યું આવી રહ્યું મન ભાવી રહ્યું. શું. ૪

સાખી

નવરાત્રી નવ દીનની, અંબે આંગી સાર:
જોતાં જનમારો ખરે, સફલ હોય દીલદાર.
સેહેજે સુલેશ્વરી દાસ નીજ જાણી, સહાય થશે સત્ય દાસ,
શંકરે કહ્યું, શંકરે કહ્યું માયે મનમાં લહ્યું. શું. ૫

ગાયન. ૨

વારી જાઊંરે સાંવરીયા તોપે વારનારે—એ રાગ.
ટાળો મહેર કરી મંમાયા સંકટ મારૂંરે. ટાળો.

ભૂઅનાંન્તર સૃષ્ટી સકલમાં, ચૌદલોક આદી ત્રીભુવનમાં;
જલથલ અગ્નિ પવન વનમાં સ્થળ તાહરૂંરે. ટાળો. ૧
સુર્ય ને ચંદ્ર સુરેન્દ્ર સભામાં, બ્રહ્મ વીશ્નુ શીવ શેશ પ્રભામાં.
મુની માર્કંડ વદે મુખ વાણી સાહ્યરૂંરે. ટાળો. ૨
જગદંબા તું જગ જશ કરની, વીશ્વંભરી ભવભય દુખહરની;
સુહ્યધારીણી સનકાદીક સેવન કર્યુંરે. ટાળો. ૩
આરાસુર ગબ્બરમાં વસીયાં, સુલેશ્વરી રૂપે છો રસીયાં;
પુર્ણ પ્રેમથી બાલ્મીકપુર પાવન કર્યુંરે. ટાળો. ૪
ઊત્તરમાં અંબીકા રાજે, પાવાગઢ મહાકાળી ગાજે;
દક્ષિણ તુલજા ચુંવાળ બહુચર ભયહરૂરે. ટાળો. ૫
ગૌરીશંકર તુજ ગુણ ગાવે, અધીક કીર્તીનો અંત ન આવે;
સાગરસમ યશ અલ્પમતી શું ઊચરૂંરે. ટાળો. ૬

## ગાયન. ૩

અફસોસની આ વાત છે પ્યારા હો પ્રધાન--એ રાગ.
સુખકર સત્ય સુલેશ્વરી જગમાતને ભજું,
પ્રતાપી પુરણ નામ લઇ મમ દુઃખને તજું. સુખ. ૧
અંબા રૂપે આઈ તેં, સુરના શત્રુ સંહારીયા;
બહુચર રૂપે બહુચર્યા, નિજ ભકતને ઊગારીયા. સુખ. ૨
દીપક જોત અખંડ છે, સીંહાસન શોભામાં શું મણા;
જયજય શબ્દ પુકારીને, લે ભાંવે ભાવીક ભામણાં. સુખ. ૩
શસ્ત્ર ધરી સ્વારી કરી, મૃગ સીંહની રળીયામણી;
મુગટ મનોહર શોભતો, જડયાં રત્નને કુંદનમણી. સુખ. ૪
કનકતણો કર ચુડલો, પાયે ઝાંઝરના ઝમકારથી;

કુંડલ કરણે નાકે નથની, ઘુઘરીના ઘમકારથી. સુખ. ૪
અદભુત રૂપ અંબાતણું, હાર પુષ્પાક્ષત તીલક કર્યું;
મંડપ રચના મંમાયાની, ઈન્દ્રાસન અહીં જીતર્યું. સુખ. ૫
સ્મરણુ કરતાં સહાય કરશે, કલેશ કષ્ટ મા કાપશે;
કહે દાસ શંકર પ્રેમથી, નિજ નોકરીને સ્થાપશે. સુખ. ૬

## ગાયન. ૪

હરહરહર હરસસાર, પામી સીતલ નયનકાર--એ રાગ.

જયજયજય જગતમાત, ભગની ભ્રાત માત તાત;
નમન યુગલ જોડી હાથ, શરણુકરણુ સુખ શાત. જય. ૧
પ્રૌઢ પાપ કરીએ માફ, અર્જ છે અમારી આજ;
અભરભરણુ તારણુતરણુ કરણુ કોટી ભકતકાજ. જય. ૨
દાનવ દલ સંહારવાને, સીંહુપે થઇ સવાર;
સાર વાર સુરકાર દૈત્ય માર ઠાર ઠાર. જય. ૩
ત્રીગુણી તત્વ તાહુરાં, શ્રી વેદ ભેદ શાસ્ત્ર સાર;
ખલક ખ્યાલ આપ ભાલ મોહજાળ ફાળ ટાળ જય. ૪
નમન કરૂં નેક એક વાંકમાં હજાર વાર;
પ્રણુમું પ્રીત રીત ચીત ધારી પાર તારનાર. જય. ૫

## ગાયન. ૫

ભાવેથી ભજી લે હરી, ભકતજન ભાવેથી—એ રાગ.

સાધી લેને સાચી માજીરે, મુરખ મન સાધી લેને.
ચુંવાલના ચોકવાળી, ઊગમણા ગોખવાળી;
ભુવનેશ્વરીને ભાળીરે. મુરખ મન. ૧
ગબ્બરના ગોખવાળી, પાવે માત મહાકાલી;

તુળજા તું‘હી દયાળીરે. મુરખ મન. ૨
વાલમના વાસવાળી, સુલેશ્વરી તું છોગાળી;
પાપને નાંખે પીંઝાળીરે. મુરખ મન. ૩
અસુરને ઠાર મારી, આરાસુરે હદ વાળી;
અજીત વીજય વાળીરે. મુરખ મન. ૪
ચીંતવે છે ચક્રધારી, તું‘હી વંદે ત્રીપુરારી;
બલીહારી મૈયા મારીરે. મુરખ મન. ૫
ગવરીશંકર તારી, સ્તુતી તો કરેછે ભારી;
કાપજે તું કષ્ટ કારીરે. મુરખ મન. ૬

## ગાયન. ૬

નથી નથીરે કોઇનો ભાર સીદ ડરે દાસી—એ રાગ.

ચાલો ચાલોરે હાંહાંરે ચાલો ચાલોને અંબે લાલ. દરસન કરવાને.
બોલો બોલોરે હાંહાંરે બોલો બોલો મુખે મંમાય, સંકટ ટળવાને.
સંકટ ટળવા અતી સુખ મળવા, દારિદ્ર દુઃખ સહુ દળવારે.
ભાઇઓ બેનો બાલ વડીલો, ચાલો માને મળવા.દરસન કરવાને.
ચાલો. ૧
ઊગમણો છે ગોખ આઇનો, સીંહાસન બહુ શોભેરે;
નેત્રકમળથી તુજને નીરખતાં,માજી મુજ મનલોભે.દરસન.ચાલો ૨
વામપૃષ્ટમાં પંચ દેવ છે, જમણે હનુમંત બંકોરે;
ફરરરફરરર ધ્વજા ફરકે,દશ દીશાએ ડંકો.દરસન કરવાને.ચાલો.૩
પાર તારો દુઃખ હરનારો, સુખ કરનારો સારોરે;
દીનદાસને દરસન આપી, સફલ કરો જન્મારો. દરસન. ચાલો.૪

## ગાયન. ૭

કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગયે—એ રાગ.

દયાલી દયાલી દયાલી મમ માતુ દયાલી મમ માતુ;
અરજી અંતરમાં ઊતાર સાચી, દયાળી મમ માતુ.
ભરૂસો ભરૂસો ભરૂસો એક તારો ભરૂસો, એક તારો;
દીનદાસની પ્રતીપાલ. સાચી. ૧
આભારી આભારી આભારી તારો ઇશ્વરી,
આભારી તારો ઇશ્વરી, છું હું સદા તમ બાલ. સાચી. ૨
ઊગારો ઊગારો ઊગારો ચઢી વારેઊગારો ચઢી વારે;
ભવ દુઃખ ભય હરનાર. સાચી. ૩
શીરનામી શીરનામી શીરનામી નમે છે શીરનામી,
નમેછે શીરનામી, ગૌરીશંકર ગુણ ગાય. સાચી. ૪

## ગાયન. ૮

અત્રે રહે તું વીચારી—એ રાગ.

સાંભળ માતુ મારી સુલેશ્વરી સાંભળ માતુ મારી;
હું અજ્ઞાની બાળક તારો, દાસની દાદ સ્વીકારી. સુલે.
શીર કર સ્થાપી ભકતિ આપો, સ્મરણ કરૂ સુખકારી. સુલે.
દાનવ દુષ્ટ ઘણા સંહાર્યા, મધુ કૈટભ મદ ભારી. સુલે.
મહીસાસુર માજી તેં માર્યો, અસુર અતી ભયકારી. સુલે.
શુંભ નિશુંભને ક્ષણમાં હણીયા, અગણીત ભકત ઉગારી. સુલે.
અંબારૂપે આદ્ય ભવાની, આરાસુર વસનારી. સુલે.
ચંડ મુંડને નાંખ્યા ચોળી, અજીત વીજય જયકારી. સુલે.
ગૌરીશંકર તુજ ગુણ ગાવે, રક્ષણ કર દીન ધારી. સુલે.

## ગાયન. ૯

**મારી શીય વલે થશે વીચારીયેરે—એ રાગ.**

મારી અર્જ સુણી અંતરે ઊતારશોરે;
પાણુ જોડી કરે નમન તારા દાસ અંબે માત. અર્જ. ૧
માજી વડીલ છો વખાણે ઘણું વીશ્વમાંરે;
જગત સરવમાં જપાય તારો જાપ અંબે માત, અર્જ. ૨
કઠોર કરમ પાપ આપ માફ કીજીએરે;
રૂદીલથી ધારી તું દયાલુદાસ સ્થાપ અંબે માત. અર્જ. ૩
ધર્મધ્યાન માન તાત તું છે માહરેરે;
સગાં સહોદરને ભગની તુજ ભ્રાત અંબે માત. અર્જ. ૪
શુદ્ધ ચીત્તથી સ્મરૂં હું ગુણ તાહરારે;
એવી અચલમતી આપી કુમતી કાપ અંબે માત. અર્જ. ૫
તારા નામ નાવે અનેક ભકત તારીયારે;
પુજન કરવા જેવો પારાનો પ્રતાપ અંબે માત. અર્જ. ૬
આશરો છે એક આદ્યશક્તિ તાહરોરે;
શંકરદાસ કહે અખુટ ભકિત આપ અંબે માત. અર્જ. ૭

## ગાયન. ૧૦

**નીંદ્રાથી જાગો હવેરે કાંઇ વીરમતી ભરથાર**
**નીંદ્રાથી જાગો હવેરે—એ રાગ.**

અંબે મારી વારે આવોરે, કાંઇ પૃથ્વીપતી પ્રતીપાળ. અંબે.

સાખી.

અપરાધી હું આપનો, માજી તારો બાલ,

કાંઇ વાઘેશ્વરી તું દયાળ. માજી મારી. ૧
જપ તપ મંત્ર કે જંત્રમાં, કશું ન જાણું આપ;
કાંઈ તારો ગ્રહી મારો હાથ. માજી મારી. ૨
અંબે તારો આશરો, બહુચરીયાનું બરદ;
કાંઇ મેરીનો કીધો તેં મરદ. માજી મારી. ૩
રટવું તારા નામને, સરવા સઘળાં કાજ;
કાંઇ રાખો સેવકની લાજ. માજી મારી. ૪
શીર નામી સુર ઇશ્વરી, વંદે શંકરદાસ;
કાંઈ રાખો હૃદયમાં વાસ. માજી મારી. ૫

## ગરબો. ૧૧

પુનમચાંદની ખીલી પુરી અહીંરે—એ રાગ.

સૌ જન સેવો સાચી સુલેશ્વરી માતનેરે,
જેથી થાશે અતી આનંદ ઊલ્લાસ.
આવી ઉત્તમ તકનો લાભ ફરીને નહીં મળેરે. ૧
ગુણવંતા ગુજરાતની, પુરણ કીધી આશ;
ચાચરચોક નીહાળીને, વાલમ પુર્યો વાસ.
એવી આદ્ય ઇશ્વરી ભજતાં સુખ સેજે મળેરે;
જપવા ભુમંડળમાં જુગતે અંબે જાપ. આવી. ૨
નિર્ધનને ધન આપતી, દુર્બળની દાતાર;
વંઝા પુત્ર ઝુલાવતી, એ તારો આધાર.
એવા અનુપમ ગુણ બહુ સૃષ્ટીમાં શોભે સદારે;
કરતાં દુર્લભ દરશન સઊને કરશે સહાય. આવી. ૩
શક્તિરૂપે છો સર્વદા, સુર સઘળામાં છાપ;

ગબ્બર ગોખે ગાજતાં, અંબારૂપે આપ.
એવાં પરમ દયાલુ પુજીને ફળ લીજીએરે;
રટવું રસનાએ તુજ નામ ટળે પરીતાપ. આવી. ૪
તું સમ અવર ન અવનીમાં, ભવજળ તારણુહાર;
વરણુન વેદ બધા કરે, પણુ નવ પામે પાર.
અમને અલબેલી અંબા છે તારો આશરોરે,
ગવરીશંકર બે કર જોડીને ગુણુ ગાય. આવી. ૫

## ગાયન. ૧૨

વારે ધા વીઠલા વેલો, ગોજારો રાય છે ઘેલો—એ રાગ.

અંબે તારો આશરો એવો, ભાવે બ્રહ્માણી સેવો;
પ્યાસી ને સુધામૃત જેવોરે. ભાવે. ૧
સંસાર સાગર ભવજળ માંહી, તારી ઊતારે પાર;
બુડતાની ઝટ બાંવડી સાહે, નિરાધાર આધાર;
કહો ભાઇ પરછો કેવો. ભાવે. ૨
ભજનના ભાવમાં નીત્ય રહી, શુભ કરશે એવું કાજ;
સુખમાં રાખે સુરેશ્વરી માજી સુધારશે સૌ કાજ.
લાવો લાખેણો લેવો, ભાવે. ૩
દૈત્ય વીદારણુ અધમ ઊધારણુ, ભકતની તારણુહાર;
મોટી ગતી મંમાયા તારી, કરતી સેવકની વાર.
ભકિત તારી મીઠડો મેવો. ભાવે. ૪
સંવત ઓગણીબાસઠ સાલે, શુકલ શ્રાવણુ શુભમાસ;
સપ્તમી શુભ સનીવાર દીને, ગુણુ ગાવે તુજ દાસ.

માજી તારો જેવો તેવો. ભાવે. ૫
અબે તારો આશરો એવો. ભાવે બ્રહ્માણી સેવો.

## ગાયન. ૧૩

કેજે તું સંદેશ, તું સંદેશ, તું સંદેશરે, સોનને કેજે તું
સંદેશ—એ રાગ.

તારોછે આધાર, છે આધાર,છે આધારરે, અંબા તારોછે આધાર,
અલ્પમતિ હું બાલક તારો માતુરે, સેવક જાણીને કરો વાર,
કરો વાર, કરો વારરે. અંબા. ૧
બાંહ્ય ગ્રહીને બુડતાં તારો શાણીરે, ભવજળ પુરછે અપાર,
છે અપાર, છે અપારરે. અંબા. ૨
તુજ દરસન બહુ દુર્લભ જાણું સારૂંરે, પુર્ણ પાવન કરનાર,
કરનાર, કરનારરે. અંબા. ૩
મલીન મતી મુજની મા કાપો ભારીરે, અશરણુ શરણુ થનાર,
તું થનાર, તું થનારરે. અંબા. ૪
ભકિત તારી અતી સુખકારી જાણુંરે, સરવ વીપત હરનાર,
હરનાર, હરનારરે. અંબા. ૫
ચરણુનું ચીંતવન કરવું તારૂં પ્યારૂંરે, જેથી સદા જયકાર,
જયકાર, જયકારરે. અંબા. ૬
અવનીમાં અવતરી ભજે નહીં તુને ભાવેરે, ધીકધીકધીક નરનાર;
નરનાર, નરનારરે. અંબા. ૭
ગણુના ગુણુની ગાઇ શકું શું માજીરે, નીજનો જાણીને ભવતાર,
ભવતાર; ભવતારરે. અંબા. ૮

સમર રામ સમર રામ સમર રામરે સું બેસે છે દામ તુંને
સમર રામરે—એ રાગ.

ભજવી આજ ભજવી આજ, ભજવી આજરે;
ભુમંડળમાં ભાવે અંબા ભજવી આજરે.
જગ્ત જાઇ આદ્ય આઇ, કરશે કાજરે. ભુમંડળ. ૧
જપતાં જાપ તરીએ આપ, રાખો ન લાજરે. ભુમંડળ. ૨
આરાસુરી અંબીકા છે, ગરીબ નીવાજરે. ભુમંડળ. ૩
કાળ ચક્ર કારમું, ચલ્લીપે બાઝરે. ભુમંડળ. ૪
વણીકનું સમુદ્ર મધ્ય, તાર્યું ઝાઝરે. ભુમંડળ. ૫
નમન કરૂં નેહથી, મા સૌ સીરતાજરે. ભુજંડળ. ૬
કરજોડીને કહું છું દાસ, સુંણશો દાજરે. ભુમંડળ. ૭

## શ્રી વીખ્યાતપુર (વાલમનો) ગરબો. ૧૪.

પ્રથમ ગણપતીને લાગું પાયરે, પાવન થાઊરે;
માત સરસ્વતી કરશો સહાય, ગરબી ગાઊરે. ૧
રસીક દેશ દીસે બેસ ગુજરાતરે, દીંઠ ભોમીમાંહીરે;
જોવા સરખું જરૂર જગમાંહી, આદ્યનું આંહીરે. ૨
પાવન ગામ વાલમ નામ ધામ સારરે, દેશ મધ્ય જાણુંરે;
વીશળદેવે વાસ્યું વીશલનગર ગામ, તાબે તેહને પ્રમાણુંરે. ૩
રૂડું રાજ્ય મહારાજ શીરતાજ, શ્રીમંત ગાયકવાડ કરતારે;
વીરક્ષેત્ર વસી વડોદરે ગામ, પ્રજાનાં દુઃખ હરતારે. ૪
ગામ ફરતાં વસે છે સઊ દેવરે, રક્ષણકારીરે;
પુર્વે સુલેશ્વરી માત સુધામ જાઊં બલીહારીરે. ૫

સજી શસ્રો છત્રીસ માજી અંગરે, બાળા સંગ બેનીરે;
જેની શોભાનો નહીં પાર, અલખત એનીરે. ૬
દક્ષિણુ વસતી ચામુંડા માતરે, છોટું દેવળ છાજેરે;
છે રૂદ્રાણી રણુધીર, ભવનું દુઃખ ભાજેરે. ૭
પાશ્ચમ કાલકા મા કરતી કલોલરે, પાવાગઢવાળીરે;
આગે મહેતા નરસીની પોળ, આદ્યની કલાણીરે. ૮
પુંઠે મંદીર છે રામજીનું સારરે, ખાખ ચોક કાવેરે;
થયા યોગી અયોધ્યાદાસ યોગ વીદ્યાના પ્રભાવેરે. ૯
આગે આવ્યું સરોવર સારરે, ત્રીખુણુ નામેરે;
સ્નાન કરવા સરીખું ધામ, વેદના વામેરે. ૧૦
ઘણું પુરાતની પ્રતક્ષ પ્રમાણુરે, દેવતાઇ દેખુરે;
આરા કીનારા બાંધ્યાં ગઢનાળ, પ્રીતથી પેખુંરે. ૧૧
વાલકેશ્વર વસીયા ત્યાંયરે, હનુમંત ગાજેરે;
ઊત્તર મુખથી ઊભા છે આંય, વીર હાક વાગેરે. ૧૨
સુંદીર સરોવર ફરતાં સમીપરે, બાગ બન્યો સારોરે;
ઘાટ બાંધેલો નાતમ નામ, નાથજીનો આરેરે. ૧૩
ઊપર મઢી છે મનોહર જાણુરે, એજ પંથ કેરીરે;
સીદ્ધ સજ્જા સજાવી સાર, ચરણુ ચાખડી ચઢેલીરે. ૧૪
માંહે શોભી રહ્યો સીદ્ધ કેરો ખુંપ, પવનપાવડી છાજેરે;
બીજા દેવ મહાદેવ થાય સેવ, તુરી ત્રંબાલુ ગાજેરે. ૧૫
પુંઠે આવેલી ખારી વાવરે, કુપના આકારેરે;
કાંઠે નીલકંઠનો વીશ્રામ, કાર્ય સીદ્ધ સારેરે. ૧૬
સામે જોતાં જુગોનું જાણુરે, અદભુત દેરૂંરે;

કાલીયા ને ધોલીયા નામ, ઇષ્ટદેવ કેરૂંરે. ૧૭
ત્યાંથી રચના શાલીગ્રામ વાસરે, દ્રષ્ટીએથી ભાળીરે;
સુંદીર ભવ્ય બન્યું તેમના પ્રતાપ જાણી બલીહારીરે. ૧૮
ઇષ્ટ સાચો છે એહ અજીતરે, બહુ તાપકારીરે;
સ્મરણ કરતાં સેજે સાહ્ય થાય તેવા ત્રીપુરારીરે. ૧૯
પાછા ફરતાં સરોવર તીરરે, બીજ પંથ દેરૂંરે;
જુનો સ્વામીનારાયણ ધામ, હાલ પંથી કેરૂંરે. ૨૦
પાછા ફરી કીધું પુર્વમાં પ્રયાણુરે, મંગલકારીરે;
દક્ષિણ દીઠું માત સુલેશ્વરી ધામ, ગોખપર વારીરે. ૨૧
માના સેવકો જપે છે અંબે જાપરે, રંગના રસીયારે;
થોડે છેટે છે હીંદુવા પીર, રામદેવ વસીયારે. ૨૨
ગામ ટોડામાં પેસતાં પ્રમાણુરે, પ્રાચીન દેરૂંરે;
રૂડા રતનજી વીર રક્ષકાર, પરાક્રમી કેરૂંરે. ૨૩
આગળ જાતાં અંબેશ્વર દેવરે, અદભુત દેરૂંરે,
વણીક અંબારામે તેહ, પુન્ય કામ પ્રેર્યુંરે. ૨૪
સામે ચકલાના દેવ ગણેશ, માંય ભીમનાથ છાજેરે;
પુંઠે પુરણકામી ઈષ્ટ, જબરેશ્વર રાજેરે. ૨૫
ત્યાંથી ચાલીને પાશ્ચમ પાસરે, આગળ આવ્યારે;
માત અંબેનાં દરશન, કરીને મન ભાવ્યારે. ૨૬
માની સ્થાપના કરી તે સ્થાનરે, યજ્ઞ કીધો સારો;
મહીપતરામનામ દાસ તુજજાણુ, માયે ભવજળમાંતાર્યોરે.૨૭
ઔદીચ્ય સહસ્ત્ર જ્ઞાતી અંબેનાલાલ,સ્થાન સ્વહસ્તેથી સ્થાપ્યુંરે;

સંસ્કારથી સત્તાવન સાલ, માયે સ્વર્ગવાસ આપ્યુંરે. ૨૮
માનાં દરશન કરીને સ્પષ્ટરે, કષ્ટ તો નીવાર્યુંરે;
સામે વીદ્યાદેવીનો વાસ, ભવ્ય ભુવન ભાળ્યુંરે. ૨૯
શુદ્ધ કેલવણી આપતા સહાય, ત્યાંય વીદ્યા દાન દેતારે:
બાલગણુની આશીશ હરનીશ, રાજ્યકાર લેતારે. ૩૦
વળી વસી દેરે આવીયા ખચીતરે, હુટકમણી શોભેરે;
દેખી નૌતમ રથના ધામ, મુજ મન લોભેરે. ૩૧
બ્રહ્મ કુળ નાગર જ્ઞાતના ગ્રહસ્થ રૂદ્ર આભીષેક કરતારે;
શંભુજી કરતા સહાય, ભવનાં દુઃખ હુરતારે, ૩૨
આશ્વીન માસે આંગી થાય આંહીરે, અંબીકા કેરીરે;
ગાવે ગરબા ને નૌતમ ગીત, ફરતા ફેરીરે. ૩૩
પછી પલ્લી માતાએ પ્રયાણુરે, કરી મન મોહ્યુંરે;
પાસે વસતા વીશ્વેશ્વર દેવ, જુગતેથી જોયુંરે; ૩૪
પાછા ફરતાં ગામીનો માહરે, અતી સુખ કારીરે.
માંહે ઠાકોર દ્વાર સુધામ, ગોખ વર વારીરે; ૩૫
પછી જાતાં પુરવમાં સ્પષ્ટરે, ધર્મશાળ શોભેરે.
સામો સ્વામીનારાયણુ ધામ, દેખી મનલોભેરે. ૩૬
ટોડા પોળમાંહે સુરજબાઇ ધામરે, સકલ દેશ જાણેરે;
દીપક ઘૃતનો બળેછે અખંડ એહ પ્રમાણેરે. ૩૭
ચાલી આવ્યા ચોપાડીયા માંયરે, સકલ કામ સીધ્યાંરે;
સામો દીઠો શંભુનો વાસ, દરશન કીધાંરે. ૩૮
બહાર નીકળીને જાતાં સમક્ષરે, રણુછોડ રસીયારે;
સુંદીર ધામનાં શું કરીએ વખાણુ, મુજ મન વસીયારે. ૩૯

ગામ વચ્ચે છે સુંદીર વાવરે, દેખી નેત્ર ઠરીયાંરે;
ઠામોઠામ બાંધેલા કુપ, મીઠાં જળભરીયાંરે. ૪૦
પછી જાતાં પંડેશ્વર દેવરે, ભવ દુઃખહારીરે;
શોભો ભકતોની ભાગે ભીડ, અતી સુખકારી.રે ૪૧
વળી આવ્યા માત સીતળાને પાસરે, પીપર પાસેરે;
થયાં દુર્લભ દરશન તેહ, આધના અવાસેરે. ૪૨
ગામ વાલમથી અગ્નિ ખુણુરે, રૂપેણુ કીનારેરે;
સિદ્ધનાથ તણો વિશ્રામ, દુઃખને નીવારેરે. ૪૩
શ્રાવણુ માસમાં મળી સૌ લોકરે, દરશન કાજેરે;
નરનારી હારોહાર જાય, શોભો ભવનાં દુઃખ ભાગેરે. ૪૪
નૌતમ નગ્રતણું વરણુનરે, વાલમ કેરૂંરે;
વસી દેરાની પાછળ એક, અસલ જૈનનું દેરૂંરે. ૪૫
સારાં ચૌટાં શેરીને પોળ, ઓળ ઘરની શોભેરે;
જોઈ જુકતી ઝાકઝમાળ, મન સ્થીર થોભેરે. ૪૬
બ્રાહ્મણુ ભણે છે વેદ વીચાર, વણીક વેપાર કરતારે;
સાધુ સંતને સમાગમ સંત, નીત્ય આનંદમાં ફરતારે. ૪૭

ભુજંગી વૃત.

પાટીદારની ત્યાં પલટાઈ, હાલ ચાલ ચાલતી સારીરે;
કરે કુષી વિદ્યાનું કામ, અતી સુખકારીરે. ૪૮
આહી વસે છે વરણુ અઢારરે, શુદ્ધ સ્થળમાંહીરે;
કરે પોતે પોતાનું કામ, હોંશથી આંહીરે. ૪૯
વાવ્ય ખુણે ગાઊ એક વન સારરે, ઉપવન કાવેરે;
તહાં વસીયું ઉપલવા ગામ, સિદ્ધ મન ભાવેરે. ૫૦
પાંચ ખુણી ધ્રખે છે અખંડરે, પંચ સિદ્ધ કેરીરે;

તેમાં આસન ચાર અદ્રશ, એક દીસે દેરીરે. ૫૧
તે છે મોટા શુરૂ મહારાજરે, સુરજબાઈ કેરારે;
કરતાં દરશન પાવન જેહ, ટળે ભવ ફેરારે. ૫૨
પાસે ભૈરવની વાગે હાકરે, કાલીકા રાજેરે;
ગણેશ મુરતી બીરાજે ત્યાંય, હનુમંત ગાજેરે. ૫૩
ત્યાંથી પાછા ફરીને જોતાં સીમરે મહા સુખકારીરે;
અનેક વૃક્ષો આવેલાં આંય, લોમી અતી રઢીયાળીરે. ૫૪
યાત્રા કરી આવ્યા ઉપવન સારરે, મંગળકારીરે;
મનવાંછીત પુરણકામ, જાણી બલીહારીરે. ૫૫
એવી રીતે વાલમ ધામ સારરે, નજરે જોયુંરે;
કરી માંગલીક દરશન આજ, પાપ સર્વ ખોયુંરે. ૫૬
સંવત ઓગણી બાસઠની સાલરે, માહા સુખકારીરે;
માસ શ્રાવણ શુકલપક્ષ નોમ સોમવારીરે. ૫૭
ગાવે ગૌરીશંકર અંબે દાસ, સુત મહાશંકર કેરોરે;
વાલમ વાસ છે ટોડાપોંળમાંય, માત આશરો તેરોરે. ૫૮
જ્ઞાતે ઔદીચ સહસ્ત્ર બ્રહ્મકુલ, દાસ અંબીકા તારોરે,
જલ ભવસાગરની માંય, ઇષ્ટ તુ આરોરે. ૫૯
સેવક સરવે તણા પરીતાપરે, માત પરહરજેરે;
કરજોડી કહુંછું દાસ, કલ્યાણ કરજેરે. ૬૦
કલીકાલ કેરી જાળ વીકરાળરે, અતી દુઃખકારીરે;
તેમાં જપવું અંબેનું નામ, અતી સુખકારીરે. ૬૧

સમાપ્ત.

# આ પુસ્તકમાં અગાઉથી આશ્રય આપી ગ્રાહક થનારનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧૫૧ | મી. ઉમીયાશંકર કૃપાશંકર | વાલમ. | હાલ મુંબાઈ |
| ૧૨૫ | મી. વીઠ્ઠલ રળીયાતરામ મહેતા. | વાલમ. | મુંબાઇ |
| ૧૦૧ | મી. ચત્રુભુજ હરીશંકર જોશી. | ( આબુ રોડ ) | ,, |
| ૫૦ | મી. પ્રેલ્હાદ દયારામ જોશી. | વાલમ. | ,, |
| ૫૦ | મી. ગૌરીશંકર છગનલાલ ભટ. | ,, | ,, |
| ૪૦ | મી. નર્મદાશંકર બહેચરલાલ ત્રવાડી. | ,, | ,, |
| ૩૮ | મી. અમૃતલાલ મોતીલાલ જાની. | ,, | ,, |
| ૨૫ | મી. નારાયણલાલ મયાશંકર વ્યાસ. | ,, | ,, |
| ૨૫ | મી. પ્રેલ્હાદ મહાદેવા મહેતા. | ,, | ,, |
| ૨૫ | મી. ભીખાલાલ મીરાતરામ મહેતા. | ,, | ,, |
| ૨૫ | મી. ગોવીંદજી ભવાનીશંકર પાઠક. | વેરાવળબંદર કાઠીયાવાડ | ,, |
| ૨૦ | મી. સુખરામ કોહ્યારામ ચોપલાસ્ટ્રેટ. | ઇડર | ,, |
| ૨૦ | મી. મોહનબાલ છગનલાલ શાહ | ખંભાત | ,, |
| ૧૯ | મી. પુરસોતમ ખુશાલભાઈ પટેલ. | ઊમતા. | ,, |
| ૧૫ | મી. દામોદર ધનજીભાઈ ઠક્કર. | જામનગર. કાઠીયાવાડ | ,, |
| ૧૫ | મી. અંબાલાલ કાસીરામ રાવલ. | ખયણા. | ,, |
| ૧૫ | મી. ચુનીલાલ ઊર્ફે વૃજલાલ ગણુપતરામ. | વાલમ. | ,, |
| ૧૦ | મી. લલુલ્લુભાઇ પરભુરામ જોશી. | વાલમ. | ,, |
| ૧૦ | મી. શંકરલાલ ભુધરભાઇ વ્યાસ | કપડવણુજ. | ,, |
| ૧૦ | મી. મોતીલાલ રણુછોડદાસ દવે | નાંદોલ. | ,, |
| ૧૦ | મી. દામોદર દલસુખરામ વ્યાસ. | હરસોલ. | ,, |

| | | |
|---|---|---|
| ૫ મી. | મણીલાલ કેશવરામ શા. કપડવણજ. | ,, |
| ૫ મી. | હીરાલાલ છગનલાલ મહેતા. વાલમ. | ,, |
| ૨ મી. | પુરસોતમરાય ભોળાનાથ દેવાશ્રયી. વાલમ | ,, |
| ૧ મી. | છગનલાલ મોતીલાલ જાની. | ,, |
| ૧ મી. | જગન્નાથ મગનલાલ ,, | ,, |
| ૧ મી. | ગોવીંદરામ ગોપાલદાસ ભાવસાર. વાલમ. | વાલમ. |
| ૧ મી. | જેશંકર કાસીરામ જોશી. વાલમ. | વાલમ. |
| ૧ મી. | નર્મદાશંકર મહાશંકર જોશી. ,, | ,, |
| ૧ મી. | શીવશંકર લાલશંકર મહેતા. ,, | ,, |
| ૧ મી. | મોહનલાલ સુખદેવ મહેતા. ,, | ,, |
| ૧ મી. | ગણપતરામ મહેશ્વરલાલ પંડયા. ,, | ,, |
| ૧ મી. | ભવાનીશંકર છગનલાલ મહેતા. ,, | રંગુન |
| ૧ મી. | રવીશંકર વલભરામ દવે વાલમ | મુંબાઇ |
| ૧ મી. | હરગોવીંદ ચુનીલાલ જાની. વાલમ | ,, |

# જાહેર ખબર.

સર્વે ગ્રહસ્થોને જણાવવામાં આવે છે કે નવરાત્રીમાં ગાવાની મનરંજક ગરબાવળી નામનું લઘુ પુસ્તક છપાઇ બહાર પાડવામાં આવ્યું છે, કે જેની અંદર ઘણી એક જાતની ગરબીયોનો સમાવેશ કરેલો છે માટે જે સાહેબોને મંગાવવાની ઇચ્છા થાય, તેઓએ નીચેના સરનામેથી રોકડી કીંમતે અથવા પોસ્ટની ટીકીટો તથા વી. પી. થી મોકલી આપવામાં આવશે. નોટપેડ કાગળ લેવામાં આ-વશે નહીં. સદરહુ ચોપડીની કીંમત બે આના રાખવામાં આવી છે. પોસ્ટેજ જુદુ. પ્રસિદ્ધ કરતા.

મળવાનું ઠેકાણું.

**જોશી. પ્રેલ્હાદ દયારામ.**

ઠેકાણું. પારી. લલ્લુભાઈ લીલાચંદ.

સુતાર ચાલી—**મુંબાઈ.**

## વિનંતી.

સરવે હીંદુ ભાઈઓને જણાવવામાં આવે છે કે, કોઈ ગ્રહસ્થને નાગર જ્ઞાતીની ઉત્પત્તી તથા હાડકેશ્વર મહા-દેવ સંબંધી હકીકત અગર પુસ્તક જાણતા હોય તેવણ ગ્રહસ્થોએ મહેરબાની કરી નીચેના સરનામે લખી જણા-વવા કૃપાવંત થશો.

**લી. શી. એમ. જાની.**

મુ. વાલમ. (ગુજરાત.)

# જાહેર ખબર.

સરવે હીંદુ ભાઈઓને અને શ્રી અંબિકાના લાડીલા દેવીભક્તોને વિનંતીની સાથે ખબર આપવામાં આવેછે કે, સદરહુ પુસ્તકમા અમોએ માત્ર ગાયનના રૂપમાં શ્રી અંબાજી માતાની સ્તુતીઓ બાદ સુરવીત્ર ( વાલમ ) ગામનો વાંચવા લાયક રશીલો ગરબો દાખલ કર્યો છે. વળી ગાયનો ઢુંઢાણમાં અને અતી રસમય છે જેથી વાંચકને શોખની સાથે ભક્તિનો રસ્તો પણ સુજે તેમ છે. બદ કીંમત જુજ માત્ર અડધો આનો રાખવામાં આવી છે. જેથી દરેક સદગ્રહસ્થને આ પુસ્તક પોતાના મીત્ર મંડળ સહીત ખરીદવાને અમો ખાસ ભલામણ કરીયે છીએ. પોસ્ટેજ જુદું.

**ચોપડીઓ મળવાનાં ઠેકાણાં. પ્રસિદ્ધ કર્તા.**

૧ ગોરીશંકર મહાશંકર જોશી.

**મુ. વાલમ (ગુજરાત)**

ઠે. ટોડા પોળ. **શ્રી** સુરજબાઈમહારાજના

મદીર પાસે.

**એજંટ.**

૨ જોશી. પ્રેલ્હાદ દયારામ.

**ઠે. પારી. લલ્લુભાઈ લીલાચંદની દુકાને. સુતારચાલ-મુબઈ.**

**૩ જાની. છગનલાલ મોતીલાલ** ઠે. ગાંધી. નાથા રંગજી-

માં ડવી પોસ્ટ—મુંબાઈ